શ્રી નવીન

# મોહિની-ચંદ્ર

## નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

**શ્રી દેશી નાટક સમાજ (બ્રાંચ) ને માટે**

રચનાર,

**મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**

મુ૦ હાલ શાન્તીભુવન થીએટર—અમદાવાદ.



અમદાવાદમાં રતનપોળ મરચીપોળમાં આવેલા શ્રી "માર્તંડ મુદ્રાલય" પ્રેસમાં પટેલ બાબાભાઈ છગનલાલે છાપ્યાં.

સને ૧૯૧૭ આવૃત્તિ ૧૨ મી પ્રત ૨૦૦૦

કિંમત ૦-૨-૦ (બે આના.)

શ્રી શાંતિનાથાય નમઃ

# શ્રી નવીન મોહિની-ચંદ્ર નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

### મંગળાચરણ

પ્ર. ૧ લો—નવીનગઢના નાગર ગીરધરરાયની કન્યા મોહની, પોતાની માતા ગંગા આગળ કન્યાદાન સંબંધી ગીત; પાછળથી ગીરધરરાય મોહિનીનું સગપણ નાલાયક ધના સાથે કરી દશ હજારની થેલી લઇ આવે છે. મોહિનીના વેવીશાળ સંબંધી વાતચીત, ગંગાનો પશ્ચાતાપ.

પ્ર. ૨ જો—ઇંગ્લીશ કેળવણી પામેલો ધનો, પોતાના દોસ્ત ફીકા સાથે મદીરા પીવામાં પાપ છે કે નહીં તે સંબંધી વાતચીત, નવીનગઢની નાયકા ગુલજાર સાથે ધનાનો પ્યાર ને ધનાનો પરણવાનો વિચાર, પાછળથી નવાબજાદો તથા પીરૂ ગુલજારનું મોહિની તમને ચાહે છે તેવું ભમાવવું, નવાબજાદાનો મોહિની તરફ પ્યાર.

પ્ર. ૩ જો—સાહેલીઓ સાથે મોહિની, ગરબો, પોતાનો બાપ દશ હજારની લાલચે પોતાને નાલાયક પતી સાથે પરણાવે છે તેનો શોક, છેવટે શીવની સ્તુતિ કરી લેઇ કુંડમાં ઝંપલાવવાની તૈયારી, બદદાનતનો નવાબજાદો આવી અટકાવે છે બળાત્કારની તૈયારી, ચંદ્રરાયનું અચાનક આવવું. મોહિનીનો બચાવ, બ્રાહ્મણ, અણી વખતે મોહિનીની મદદ માગણી, ચંદ્રરાયનું વચન.

પ્ર. ૪ થો—નવાબજાદો પીરૂ સાથે, ચંદ્રરાય ઉપર ગુસ્સામાં વેર લેવા યુક્તિ. પોતાનો બાપ ક્યારે મરશે તેનો વિચાર, સીપાઇ

નવાબના હુકમથી નવાબજાદાને બોલાવા આવે છે. સીપાઈની સચાઈ. નવાબજાદાની લુચાઈ, નવાબજાદા તથા પીરૂનું તરકટ, ચંદ્રરાય મોહિની ઉપર બળાત્કાર કરતો હતો તેવું તોહોમત મુકવા ઠરાવ.

પ્ર. ૫ મો—ચંદ્રરાય નવાબને શીવમંદિરમાં બનેલી હકીકત જાહેર કરે છે. નવાબનું ગુસ્સે થવું, નવાબજાદાનું આવવું. નવાબ તેં બળાત્કાર કર્યો એમ કહી તીરસ્કાર કરે છે. નવાબજાદાનું તરકટ કરી ચંદ્રરાય ઉપર ઢોળી પાડવું. પીરૂ સામેલ, તર્કટી પુરાવા, નવાબની તપાસ નીર્દોષ ચંદ્રરાય ગુન્હેગાર ઠરેછે; તર્કટી નવાબજાદો નીર્દોષ ઠરે છે; ચંદ્રરાય પોતાનું નીર્દોષપણું સાબીત કરવા એક માસની મુદત માગે છે. નવાબની કબુલાત.

પ્ર. ૬ ઠો—દીવાન. ચંદ્રને ઠપકો, ચંદ્રની લાચારી. અનીતીથી કુકર્મ કરી સાહ્યબી ભોગવનારને ચંદ્રરાયનો ધીક્કાર.

પ્ર. ૭ મો—ધનાનો બાપ અમુલખરાય, તથા તેની બેન દીવાળી વહી ગયેલા છોકરાનો પશ્ચાતાપ ને ધનાના પોતાના બાપને મરી જવાની નોટીસ.

પ્ર. ૮ મો—ગીરધરરાય દશ હજાર લીધા તેની ખુશાલી, ગંગાની ઉદાસી મોહિનીનો શરમાતા જવાબ, ગીરધરરાય પોતાનાજ મતમાં લગ્નની તૈયારીમાં જવું, મોહિની ચંદ્રરાયને પરણાવવાનું પોતાની માને જણાવે છે. મોહિનીને બદલે ઓલડીને ધના સાથે પરણાવવાનો પ્રપંચ.

પ્ર. ૯ મો—ગુલજાર મોહિનીના સ્વરૂપનું નવાબજાદાને પુછે છે નવાબજાદાએ ચંદ્રરાયપર કરેલા તરકટ માટે સલાહ, ગુલજારની સંમતી, ધનાને આવતો જોઈ યુક્તિથી નવાબજાદાને વા-

ધ્રાય કરવો; ધનો આવી ગુલજારને દાગીનાની પેટી આપે છે. ધનાના લગ્ન સંબંધી વાતચીત, રીસાવવું મનાવવું, ધનો પરણેલ સ્ત્રીને ઉઠાવવામાં સામેલ.

પ્ર. ૧૦ મો—મોહિની ચંદ્રના પ્યાર માટે દીવાનના ઘર આગળ ઉદાસીમાં. ચંદ્રની ધીરજ; મોહિનીની ચંદ્ર પાસે પ્રેમની માગણી, ચંદ્રનો પત્ની તરીકે સ્વીકાર, દઢ પ્રેમમાં દીવાનનું અચાનક આવવું, બન્નેનો તીરસ્કાર ચંદ્રરાયનું શરમ છોડી ખુલ્લા પડવું, દીવાન ગુસ્સે થઈ ચંદ્રરાયને ઘરમાંથી કાઢી મુકે છે.

## ટેબ્લો.



## અંક બીજો.

પ્ર. ૧ લો—લગ્ન મંડપ, ધનાની સાથે બોબડીનાં મોહિનીના પોશાકમાં લગ્ન, પહેરામણી જાનની વીદાયગીરી, ગુલજારનો મુજરો.

પ્ર. ૨ જો—હીરા મહેતાનું ઘર ગંગા તથા હીરો, પાછળથી મોહિનીના ચંદ્રરાય સાથે ગાંધર્વ લગ્ન કરેછે મોહિની ચંદ્રની વનમાં વીદાયગીરી.

પ્ર. ૩ જો—ધનાનું ઘર, ગુલજાર, ધનો, પીરૂ, બોબડીને મોહિની ધારી ઉપાડી લઇ જવી.

પ્ર. ૪ થો—નવાબજાદાનું દીવાનખાનું મોહિની આવવાની ખુશાલી, બોબડીને પલંગ સાથે લાવવી, મદદગારોને ઈનામ, મોહિનીને બદલે બોબડી, ગુલજાર તથા ધનાને હંટરનો માર, પીરૂ વખત તવો વેશ કરી નવાબજાદાને શાન્ત કરવો. ધના પાસે ફરીયાદ કરાવવા ઠરાવ.

પ્ર. ૫ મો—અમુલખરાયનું ઘર પાછળથી દીવાળી, મોહિની ગેબ થયાના ખબર, ગીરધરરાય તથા ગંગા, હીરો મહેતો વગેરે સામ સામી તકરાર.

પ્ર. ૬ ઠો—નવાબ. નવાબજાદાનો ફરેબ, ચંદ્રરાય મોહિનીને લઈ નાસી ગયો એમ ઠસાવવું, નવાબનો દીવાનને બોલાવવા હુકમ, પીરૂ સામેલ, ગીરધરરાય, ધનો. અમુલખરાય વગેરે મોહિની સંબંધી ફરીયાદ, નવાબની ચંદ્રરાયની ખોળ માટે નીકળવા તૈયારી, નવાબજાદો પોતેજ નીકળે છે.

પ્ર. ૭ મો—મધુવનમાં ઝુંપડી બાંધી રહેતાં ચંદ્રરાય તથા મોહિની અરસપરસ અલૌકિક પ્રેમની પરીસીમાં, પાછળથી પીરૂ નવાબજાદો, મોહિની તથા ચંદ્રને કેદ—

પ્ર. ૮ મો—નવાબની રૂબરૂ, નવાબજાદો બંનેને લઇ હાજર કરેછે, મોહિનીને જવાની રજા મળે છે. ચંદ્રને તોપને મોહાડે બાંધી ઉડાડી મુકવા, રેસીડન્સીના હુકમની રાહ—

પ્ર. ૯ મો—પીરૂ મોહિનીને લઇ જાય છે. નવાબજાદો આવી મોહિનીને નીકા પઢવાનું કહે છે, મોહિનીનો તીરસ્કાર, નવાબજાદો ગુસ્સે થઇ કેદમાં મોકલે છે, પીરૂની યુક્તિ મોહિનીની પાસે પ્રપંચી કાગળ લખાવવા ફરેબ—

પ્ર. ૧૦ મો—નવાબજાદો નવાબ પાસે મોહિની વટલી જવા ખુશી છે, એમ ભંભેરે છે. મોહિનીને કચેરીમાં બોલાવવી. દસ્તાવેજમાં સગાંવ્હાલાંઓની સહી, અમુલખરાયના દશ હજારની ભાંજગડ, દીવાનના કહેવાથી ચંદ્રને કચેરીમાં બોલાવવો, ચંદ્રની રૂબરૂ મોહિનીના વેશમાં ગુલજાર, પીરૂ સાથે નીકા નાચ—

## અંક ૩ જો.

પ્ર. ૧ લો—ચોકીદાર સીદીબોય ગમ્મત મોહિની ઉપર કોટના કેદખાનામાં પતીને તોપે ઉડાડી મુકશે તે બાબતને અફસોસ ને પતીની મદદે જવા નિશ્ચય, શીયળ સાચવવા સારૂ નદીમાં બારીમાંથી પડતું મુકવું. હબશીની નવાબજાદા તથા પીરૂ સાથે ગમ્મત. નવાબજાદા તથા પીરૂનો મોહિની માટે ઝઘડો અરસપરસ ધમકી.

પ્ર. ૨ જો—ગુલજાર, ધનો પ્યારમાં વાંધો, ગુલજારની બેદરકારી અને તીરસ્કાર, ધનાની લાચારી અફસોસ—

પ્ર. ૩ જો—છાવણી, પુરૂષ પોષાકમાં મોહિની પોતાના પતીને બચાવવાની આશાએ રેસીડન્સીમાં અરજી આપેલી તેનો જવાબ લેવા આવવું, ધનાનું નોકરી માટે અરજી લઇ દાખલ થવું, મોહિની પાસે દશ રૂપીએ નોકર રહેવા કબુલ, રેસીડેન્ટ. કેસની તપાસ માટે નવીનગઢ મુકામ ઉઠાવવા હુકમ.

પ્ર. ૪ થો—નવાબજાદો, દીવાન, સાહેબ લોકો સાથે બોલવા ચાલવા વીશે શીખામણ.

પ્ર. ૫ મો—મોહિની બેરીસ્ટરના લીબાસમાં, ધનાનો અફસોસ પુરાવાની પૈરવી, મોહિનીનો બેરીસ્ટર વેશે ચંદ્રને કેદખાનામાં મળવા નિશ્ચય.

પ્ર. ૬ ઠો—કેદખાનું ચંદ્રની ગમગીની મોહિની ઉપર તીરસ્કાર બેરીસ્ટરના પોશાકમાં મોહની ગુપ્ત રહી ચંદ્રના વિચાર સાંભળેછે; ચંદ્રરાયની સાથે વાતચીત કેસની બારીકી ને બચાવ માટે તપાસ.

પ્ર. ૭ મો—નવીનગઢની કોરટ ઈન્સાફ પાપીઓને સજા સત્યનો જય અને મોહિની—ચંદ્રનો હસ્ત મેળાપ છેવટનો આનંદ.

# મુખ્ય પાત્રોના નામ.

---

ચંદ્રરાય... ... ...દીવાનનો દીકરો અને મોહિનીનો ગનેગાર.

નવાબ ... ... ...નવીનગઢનો.

દિવાન ... ... ...નવાબનો.

નવાબજાદો ... ...નવાબનો પુત્ર.

પીરૂ ... ... ...નવાબજાદાનો દોસ્ત.

ધનો ... ... ...અમુલખરાયનો દીકરો.

અમુલખરાય ... ...ધનાનો બાપ નવીનગઢનો નાગર ગ્રહસ્થ.

ગીરધરરાય ... ...મોહિનીનો બાપ, ગરીબ નાગર.

મોહિની... ... ...ગીરધરરાયની પુત્રી.

ગંગા ... ... ...મોહિનીની મા.

દીવાળી.... ... ...અમુલખરાયની બેન.

ગુલજાર .. ... ...નવીનગઢની નાયકા ધનાની રખેલી.

હીરો મહેતો... ...મોહિનીનો મામો.

રેસીડન્ટ, બ્રાહ્મણો, સીપાઇઓ, સીદીઓ, વારાંગનાઓ—વગેરે

**સ્થળ નવીનગઢ અને પાસેનું જંગલ.**

શ્રી પરમાત્માને નમઃ

શ્રી નવીન

# મોહિની-ચંદ્ર

## નાટકનાં ગાયનો.

---

સુત્રધાર— મંગળાચરણ.

સરસ્વતિ ભગવતિ માતુ દેજે શુભ મતિ
ગુણ કથે શું મંદમતિ તાણી થાકે વીનવતી—
માગું સુમતિ માઇ ધાઈ
મ્હારે કોઇ અવર નથી
માત તુંહી ગતિ મતી— સરસ્વતિ૦
સંસાર રણમાં બળી જળી માજી મતિ મુંઝાઇ જતી
પાયે પડું હું લળી લળી સુઝાડજે કાંઇ સન્મતિ
દેવી નમામિ સરસ્વતી— સરસ્વતિ૦

નેપથ્યનાં

"કન્યા દેવી દેવી વિચરી"

નર્તકીઓ—ધન્ય લાખો ધન્ય સતી શીયળવતી નારને
ધન્ય સૃષ્ટિ સાર, ધન્ય પ્રેમના ભંડારને;

ઉ૯૩૨



ચકિત થતા દેવતા પણુ દેખી સતી દેદારને—
શાણી સતીનાર સુખમાં શૃંગાર ભ્રાંતિ માર
શાન્તિ સુધા ધાર છે:
ગોરી પતિ પ્રાણુ, દુઃખમાં આધાર પ્રીતમ હૃદય
હેત મણિ હાર છે
રસીલી બાળા—શાન્તિશાળા સતીને
જય જય કાર છે.

મોહિની— ૧

કન્યા દેવી દેવી વીચારી–કન્યાદાન દેઇએ વીચારી
કન્યા રાંક ગાય બિચારી;
જુગતીરે જોડી જે જન બાંધે,
પુન્ય અલૌકિક તે નર સાધે;
બાંધે પુન્ય જગમાં વાધેરે વડાઇ;
બેટી દેતી આશીશ હૈયે હરખાઇ— કન્યા
લાકડે માંકડું જે જન સાંધે;
પાપીઆ પાપનું પગડુંરે લાધે;
પાપ પોઠ ભરે એ પામર કસાઇ,
કીડા પડી રીબી રીબી મરે પસ્તાઇ— કન્યા

ગીરધરરાય-ગંગા— ૨

બોલ અરે બેવકુફ જરા વિચારી.
અહીં તો નાણાંની વાત ભાઇ ભાઈ;

નાણાં સાટે દીકરીને નાંખતા કુવામાં
લાજો લાજો રે નફટ કસાઇ; બસ ચુપ
જોડલું અવિચળ રાખશે શ્રી હરિ;
રાંડશે કે માંડશે તમારે શી પડી—   ચુપ ચુપ
કોથળી કસાઇના પટારે છે પડી;
બસ ચુપ ચુપ—બોલ.

ગુલઝાર— ૩

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે કોઇ
લાચાર હું બિચારી છું શીદ લ્યો છો કેડોરે
જુવાનીથી દીવાની છું, મારો છોડો છેડોરે—છેલાં
પ્રાણદાન છે પ્રિતમાં, પુછી કરજો પ્રીત
પ્રાણદાન તો સ્હેલ છે, કઠણ પ્રીતની રીત.
આધાર તું કિરતાર મારો પાર બેડોરે.

ગુલઝાર— ૪

પ્યારા મારા પ્રાણ આધાર, પ્યારી પુકારે બસ પ્યાર;
વ્હાલા મારા હૈયાના હાર, તલસું તમારો દેદાર,
શ્યામ સલુણા રંગે રસીલા;
સામળ મારા ભરથાર—પ્યારા.
ચાંદન શણગાર છો; જીવન આધાર છો;
પાપદંડ ચતુર સુજાણ— પ્યારા.

૫

હાંરે લાવી લાવી મધુરાં ખાનપાનરે પરાણે દે છે;
મેવા મિઠાઇઓ પકવાન તાણી તાણી દે છે—
હાંરે જોડી જોડી હૈયાફુટાઓ હાથ હરતા ફરતા રહે છે.
ખમા ખમારે દીલદાર યાર જાની કહે છે.
હાંરે આવા આવા હૈયાફુટા હેવાન લાલા જીવતા
જ્યાં છે; ભરપુર મારે ભંડાર રે કમીના શી છે

મોહિની–સાહેલી— ૬

ચોકને આંગણે ચાંદનીરે ખીલી રૂપેરી રંગ રંગરે
આવો સાહેલી રંગ માણવા—
હૈયાં ખોલીને બેન બ્હેનરે વાતો કરી લ્યો વ્હાલની—

વ્હાલા વસે વીદેશમાં, બાળા બાળે વેશ
સૈયર શાથી મોકલું, શાણાને સંદેશ

કુંજલડીરે સંદેશો અમારો જઈ વાલમને કહેજોજીરે—
પ્રીતિ કાંઠાના અમે પંખીડાં પ્રીતમ સાગર વિના સુના
સુનાજીરે કુંજડીને વ્હાલો મીઠો મેરામણ
અમને અમૃત ખાણ વ્હાલાં પ્રીતમ પ્રાણ—

સાહ્યબો મારો સુલક્ષણો, એઠાં જુઠાં ખાય
ઘરની સુખડી ના ગમે, સોગન જુઠા ખાય

તમારા સમજો તમે મને વ્હાલા જુઠડા સમ શીદ
ખાઓછો જીરે પીયુ તમારૂં મનડું માને તીહાં જાઓછો

ઘી ભર્યાંરે ઘેબર ઘેર રઝળેછે કુશકા ખાવાને ધક્કા
ખાઓછો જીરે પીયુ તમારૂં મનડું માને તીહાં જાઓછો
સોળ વરસની સુંદરી, સ્વામી વરસે સાઠ;
મોઢું જોઇને મોહી રહયો, લાડકી કરતી લાડ.
પગમાં કાંટો વાગ્યો, નહીરે જીવું હુંતો નહીરે જીવું.
મારી સગી નણુદના વીર હો રાજ—
તેડાવજો મારા બાપાજીને જોગી જતીને તેડાવેજીરે—નહીરે.

ઝોહિની— ૭

મુંઝાણી મધ્ય દરીએ ઘેરાણી; શામળીયા તું ધણીરે;
આશરો અવર નથી અકળાણી, શામળીયા તું ધણીરે;
પાળીપોશી ગાયને ધરે કસાઇને હાથ;
પાલકને કહેવાય શું ન્યાયી ત્રીભુવન નાથ
કાંઇ ન સુઝે શ્રીહરી, હરી તું કરે તે ખરી;
હૃદયના ભેદુ જજો ગત જાણી શામ૦
વેલ ઉછેરી વ્હાલથી છેવટ છુંદે આપ,
ભગવત તેનું ભલું કરો જીવો ઘણું તે બાપ;
કરમની ક્યાં જઈ કહીએ કા'ણી— શામ૦

ગ૦—મો૦— ૮

ધીરી ધીરી સુંદરી જરા ધીરી,
તારા વાંસે લીધી છે ફકીરી.
નયન સીલાવો પ્યારી હસી બોલાવો;
આપીશ આખી અમીરી—એજી

રૂપે રીઝાવું કે તો સોને મઢાવું,
દુર કર તું દીલગીરી એ—જી
ધીરા ધીરા, કુંવર જરા ધીરા.
સગા માડીના જાયા ઓ વીરા.
જેવી પોતાની તેવી નારી પરાઇ,
પર સ્ત્રી પરભવની પીડા;
રાવણ રોળાણો દુરયોધન દબાણો,
કીચકના થયા ચીરા—

મોઠ—ચં૦— ૯

પર દુ:ખમાંહી ભાગીઆ, વીરલા જગમાં જાગીઆ;
પ્રભુ શેઠે જગ ચોકમાં, માંડી ધર્મ દુકાન;
દયા ચીઠી ચુકાવવા નોકર હું નાદાન,
કુંજર કદી કાદવ ડુબતો ગજરાજવીના કો ઉદ્ધરતો
નીજ પ્રાણ પરવા પરહરતો. પર પ્રાણની રક્ષા કરતો
દીન જન ભીડ ભંજન ધન્ય ધન્ય—

ચંદ્ર— ૧૦

લે વચન (૨) લજ્જા રાખે ભગવાન સહાયક તે ધણીરે
છે વચન (૨) પરમારથ કારણ પ્રાણતરખલું લઉં ગણીરે
વિના વિનંતી વાદળ વરસે હરદમ ઉગે ભાણ આળા—
તરૂવર ફળતાં—શરવર ઢળતાં, કોણ કરે છે તાણ
વિર વિક્રમ વિદેશ ભટકયા, શું લેવાને લ્હાણ—

તન ધન અરપે પર ઉપકારે, ચાતુર ચતુર સુજાણ—
પર ઉપકારની બલિહારી જીવ્યું તેનું પરમાણ—

નવાબજાદો— ૧૧

બસ કુરબાન આખું રાજ ને આ તાજ પણ કુરબાન
ગોરા ચહેરા ઉપર જાન છે કુરબાન
શી નેનની કમાન, ધારી મારી ખેંચી પ્રાણ, શાણા શુર
વીરોના પણ ઝુકાવે માન-
મુકી સરદારીનું કામ, બંદા ગોરીના ગુલામ, એની દીલ-
દારીમાં તાબેદાર તમામ
બીજું જોઇએ ના ઇનામ, વળી ઠામ અને નામ, એ
પરીને હું ગુલફામ—
મોહીની મુરત સોહિની સુરત ગાલે ગુલે અનાર
જો પામું એ નારી ચીતવન હરનારી સફળ ગણું અવતાર-

વારાંગના— ૧૨

ઝટ સ્યામ સલુણા ઘર આવોરે;
હવે નાથ વધુ ના તરસાવો આવો
અંતર પટમાં રહી અલબેલા;
થન થન મનડું નચાવો આવો—

સ્ત્રી— ૧૩

કાળાં ધોળાં કંઇ કરોડો કરી સરદાર કહેવાયા
લાખોને ફુટી લુંટી ધુતી મ્હેલ માળા બનાયા,
ધર્મ નીતિને છેક ડુબાયા રંક દબાવ્યા—

માયા મદીરા મસ્ત બની મનમાં મલકાયા,
અક્કડ ફક્કડ છેલ થયા ઘેર ઘેર ગવાયા,
લક્કડ જક્કડ લૈ જમરાયા, બહુ ગભરાયા—
મ્હેલ ઝરૂખા માળીયા બાવલાને પાળીયા;
કાળા ઝપાટા લાગીયા, ક્યાંય વે'તાં ચાલીયાં
પાપી રાંક હાય ખાસડાંજ ખાય.
ખાલી હાથ જાય, હાડ હાડ થાય—

અમુલખ—　　　૧૪

આવા નામના ડુબાડુ પુત્ર નામના, હોય ક્રોડ કદીતોય શા કામના
એતો ધાડપાડુ જનક ધન ધામના છેદે જનુની જોબનના કામના
અસંખ્ય તારા આભમાં, ઉગ્યા નાવે કામ;
એકજ ઈંદુ જગતનું, ટાળે તીમીર તમામ.
તેમ કુટીલ કરોડ પુત, પાક્યા નાવે કામ,
કુળ ઉજાળણ હાર છે, એક સપુત ગુણવાન.

માહીની—　　　૧૫

આશું બોલો આશું બોલા રે પિતાજી આશું—
આખી જીંદગી એળે જાય, છતાં ધણીએ રંડાપો થાય
ચંદ્ર વિનાની ચાંદની, જીવ વિનાની કાય;
જુવતી જુગતી જોડી વિનાની, જગમાં ઝોલાં ખાય.
હીરા મોતીને ઓઢે કે પાથરે બાળા બાફીને ખાય;
જેમ નદિની માછલી વૈભવ સાગર પાડે કાય—
નયનનું નીર ને હૈયાનું હીર; નણંદીના વીર ગણાય;
પર ઘર પેખે પીયું પંખી નો, પંખીણીનું શું થાય—

મોહિની—　　　　　૧૬

કરૂણાના સાગર, નટવર નાગર વ્હારે ચડો વનમાળી
ગુણ રત્નાગર, દેવ દીવાકર, પંખીણીઓ સપડાવી,
ઘેરાણી પંખીણીરે. કાંઇ ન સુજે થરથર ધ્રુજે
પાર પાડો પુન્યશાળી—
વેલી વીંધાણીરે કોઇ બચાવો; આવોરે આવો;
પર દુઃખભંજન માળી—

ગુલજાર—　　　　　૧૭

રાજા તારા નેના લાગે છે આરપાર રે
લાગે છે આરપારરે દીવાના દીલદાર રે
કારીકટારી નાજુક બદન નારી
કઠણ કટારીનો છે માર રે
નેનાની મારી બની બીચારી
કોનો લાચારને આધાર રે—

બના-ગુ૦—　　　　　૧૮

મારી નાજુકડી કોયલડી, શારે મ્હો મરડી બેઠી;
તારી અણીઆળી આંખલડી. ઉંડી, થરડાઇ પેઠી;
અરે બોલ. અરે બોલ, જરા બોલી તો બતાવ
અરે જાઓ, જાઓ, મને વધુ ના સતાવ—
કમળ કોમળ મધુરી માળા, મધુર મંજુલ મદનની શાળા
મદઘેલી માનુની અરે જાઓરે જાએ.ઉં..........

ગુલજાર— ૧૯

મને મુખડું દેખાડી બોલો મોહન, તારા બોલે હું વારૂં
તન મન ધન;
રે રસિક રટીએ તારૂં રટણ અરે પ્યારાજી ન્યારા કયાં થતા
રંગીલા પ્રીત ચખાડી પ્રાણજીવન, કરી હાલ બે હાલ લાલ
કયાં જતાં;
તે મ્હેર બતાવો ફેર સજન કરી વાયદો વ્હાલા કયાં જતા;
ધીરે નેન મીલાવી, પ્રેમ શીખાવી આતુર ચાતુર કયાં જતા?
મને લગન લગાડી મગન બનાવી, લહેરી લાલા કયાં જતાં;
મેવા મીઠાઈઓ પાન ગુલાબ શરબતને અત્તર શું કરૂં
મારા લાલના નાજુક નેણ જતાં, બેહાલ લાલા હું મરૂં—

ભાગ્નિની— ૨૦

સંત વિના કોણ પંથ બતાવે; પ્રભુ
દુઃખીઆરીની દાઝ ઓલાવે—
નિર્ધનીઆને કોણ બોલાવે
હાંડ હાડ કરી સહુકો સતાવે—
ઉલટ સુલટ છે જગની ગલીઓ
નીર્ધન કેમ વટાવે;
અંતર દુશ્મન થઇ અકળાવે: પ્રભુ

મા૦-ચં૦— ૨૧

શાણા શાને ચમકો છો; આતો અર્પણ કરૂં છું પ્રાણ;
આતો અઘટીત થાતું જગમાં જશનું થશે નુકશાન;

નોધારીનો કર ધરી વીર કરોને વાર;
તુમ દર્શન વીણુ આંધળી તરછોડે મરનાર.
વૃધ વડીલનો હુકમ લેવા દયોને;
ઝાઝી ચાલાકી મારા ચતુર જવા દયોને;
આશાને અંધારે બાળા બહુ રખડી; બહુ બહુ રખડી;
જગમાં થાશે મશ્કરી ભલે થવાનું તે થાય;
તુચ્છ જગતને કારણે અનાથ રખડાવાય
વલખાં નાહક વીણો છો, રમણુ રંગીલા મારા;
તાત જાણે તો મારા, રેવા દયો રસીલા વ્હાલા;
ન્યારા ન્યારા હવે શાના રહો સરદાર
છાના છાના શાણા મારા શીર શ્રંગાર;
ધન્ય ધીર વીર નાર વાહરે ભોળા ભરથાર—

મો૦-ગં૦— ૨૨

રસીક મન માન્યા સંગે, સફળ જન્મારો રે
પનોતી પદમણી સંગે, અરે દીન ઘેર મારોરે—
કંથા સાથે કંથજી શું પરહરશો શાલ,
પ્રેમ વીના હે પ્રેમદા શાલ સમજીએ સાલ,
પ્રીતમજી જાળવી કરશું, પ્રીતિ સમ ક્યારોરે—
આ ભીખારણ કારણે કરશો જંગલ વાસ.
વન વગડે અલમસ્ત રહે, મસ્ત પ્રેમના દાસ.
હંસણી ચતુર નહીં ચુકે મોતીનો ચારોરે—

ગાનારીઓ— ૨૫

અમે ઇડરીઓ ગઢ જીત્યારે આનંદભયો.
લોક કે'શે કીયા ભાઇ ચાલ્યારે; આનંદ ભયો.
ધનાભાઇ પરણીને ચાલ્યારે; આનંદ ભયો.

ગંગા–ગો૦–ચં૦— ૨૬

મારી લાડકડીની લજ્જાને સંભાળજો રે:
આ પાંખ વીનાની પંખીણીને પાળજોરે,
બેઉ ચતુર સુજાણ છો શું કહીએ,
તોય દંપતીને આશીશ દઇએ
હળી મળીને હેતે પ્રેમ હેમ સંભારજો રે—
મધુરા મંત્રેથી પાપ લુટારા મારજો રે
નિર્મળ મતિ જળથી, લ્હાય અનિતી નીવારજો રે -
જળથી છુટે માછલી, નોધારી લાચાર
ગભરાતીના ગુણવતી, વિશ્વપતિ છે વ્હાર—

નવાબજાદા— ૨૭

આવશે પ્યારી આવશે પ્યારી, આવશે રે
અહો હોહો મારી હૃદય મણી પદમણી પધારશે' રે—
હીરા મંગાવું, કે મોતી મંગાવું. પ્યારીનું મન શે, માનશેરે
માળા મંગાવું કે ગજરા ગુંથાવું, સુંદરીને શું ફાવશેરે-
ચમેલી લાવું કે હીનો લગાવું, રસીલી શાથી રાચશેરે-
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિની શું ભાવશેરે-

નવા૦—પીરૂ—　　　　　૨૮

તમે બોલો (૨) છીત, છીત, હળવેથી
એકદમ અકળાવે સાર નથી;
હળવે ઘુંઘટ પટ ખોલો, કાંઈ નરમ મરમમાં બોલો—
હૈયુ ઉછળે, મનડુ ટળવળે, બસ કયારે મળે,
રહેશો લટકી, જાશે છટકી,
કરશો કડકી, જાશે ભડકી.—
પ્રીત રીત સમજે શું ગોલો,
બશ જા નકી થા બહુ બોલો,
ચંપક વરણી, ઓહો મૃગનયની, હે મનહરણી—

નવાબજાદા—　　　　　૨૯

અલી બોડકી બોલ રાંડ કોની તું છોડી,
અરે બોલ એં એં—અરે બોલ એં એં.
તારૂં માથું ગધેડી નાખીશ ટોડી—
બનડા બનીને આવ્યા, તેલ ફુલેલ ચોળી;
પલંગ સંભારૂં ત્યાં તો પ્યારીને બદલે,
નીકળી આ બોબડી બોડી—
તારી તાલકી નાંખીશ તોડી—

ગી.—ગ.—અ. દી.—　　　　　૩૦

હાય હાય હાયરે દીકરી જાય, જાય જાય જાય ચોરી ફેરા ફરી જાય
હાય હાય કંચન કોથળી હાય; આવી જેવે તેવે પંથે પળી જાય
ભાણીઓ ભાણીરે ન્યાયરે ન્યાય ઢોંગે નહી ધન હજમ થાય;
હાયરે વેવાઇ હાયરે જમાઇ, હાયરે કમાઇ—હાયરે હાય—

મોહિની — ૩૧

કાયા કેતકી વિલાસી, ભોળા મારા ભમરા;
આવો ઉરના ઊલ્લાસી, મારા ડાહ્યા ડમરા;
ગુણિયલ મેં ગુંથી રાખ્યા હાર ને ગજરા;
મનડે તો માણી મુકયા, મોહનજી મજરા—
નયન માંહી તો દીસે, શ્રાવણ ભાદરવો;
અંધ બની પંથ સુઝે ન આદરવો;
વાટો જોતાં જોતાં વ્હાલા ઘાસી ગયા ઊમરા—

૩૨

આવો રસિક મનોહર મંગળ સુરતી શામળા રે,
વિહ્વળ વ્યાકુળ વાલમ વીણ આ બાળા પાતળા રે.
તનડું તણુખ તણુખ તુમ દર્શન વીણ કોડામણારે
અંગત, સંગત રંગત પલક ન તજશું સોહામણારે;
નટખટ નેહ ભરેલા, નયણે હું લલચાણીરે,
તરશી તરૂણ વેલી, માશે દર્શન પાણી રે.
પ્રીતમ પ્રીતી મારા, પેરાવું પ્રભાતમાં રે.
અરપું યૌવન કલગી, હોંશે સ્વામી હાથમાંરે—

ગરબી — ૩૩

ભુતળ રૂપ તણો તું નમુનો,
સ્વામી વીના પણ એ સુનો: સુનો:
વ્હારે ભણી ગણી રે બાળા, વ્હારે બણી ઠણીરે બાળા,
કેવી ઊમંગ સાગરમાં ડુબી,

કે લખપતીને લેવાડી તુંબી,
લખપતી પામ્યો દીવ્ય ખજાનો,
ઈન્દ્ર ભુવનની મોજ મજાનો;
વ્હારે સગુણા સુજાણ વ્હાલા

મોહની-ચંદ્ર— ૩૪

ભવરણમાંહિ ભામા, વાલમનો વિરામ,
સતી સુલક્ષણી શ્યામા અંતરનો આરામ;
સંસારના સંતાપે, તપેલા પરીતાપે શીતળ કરી સ્થાપે જાણું
રમણી ચંદ્રમણી એ...... .....વ્હાલી વાણી અભીરામ
શ્યામાઓ વિશ્વમાં ગુપ્ત વિસામા,
હીણભાગી હૈયાફુટા અંધને નકામા;
વ્હારે વીસામાના બેહુ શામળીયા શ્યામ—
કમળનયન કંચનના કટોરા,
ભરી પ્રીતી રસ પાતીરે મધુરાં;
વ્હારે, વ્હારે, વ્હાલી વ્હાલાનો વિશ્રામ—

ચંદ્ર— ૩૫

મનની મનમાં તનની તનમાં સખી પ્રભુએ મારા મનની મનમાં
શું શું ધાર્યું થઈ ગયું આશું ધાર્યું ધણીનું પાર પડેલું
કહેવતં જગની સાચીજ ઠરશે પાપ પ્રજળશે સત્યજ તરશે-

મોહિની— ૩૬

મને કોઇ મેળોરે, મારો દીલ દેવળનો દીવડો
હાયરે ધુતારાએ નાથ ડુભાવ્યોરે પીયુ મારો સુઘડ
ગરીબડો—(૨)
જો કોઇ મીલાવે તેને, મોં માગ્યું આપું, આપુંજો
માગે મારો જીવડો—(૨)

નવાબજાદા— ૩૬

પ્યારી વાતો મધુરી કરો પ્યારની કંઈ ખાતર કરો
દીલદારની—
ક્યો લેજત જોબનના શ્રંગારની, બોલોં બોલ બાળા
મદનના બહારની—
ઘુંઘટખોલો બાળા બોલો, દીવાની જુવાની દીન ચારની
સુણો વાતો સુણાવું વેવારની, બીક રાખો ખુદાનામારની
બધી ગદ્ધામસ્તી આ સંસારની, નહી ચાલે હજુર
ફીરતારની—
જમડા ઝાલે પુરા પછાડે, હેવાની નાદાની મુકો પ્યારની—

દરબારીઆ— ૩૮

જ્યાં સુધી ગગન સુરગણુ ઉડગણુ ગણું રવીશશીરાજી
રહે પુરાણુ પ્રકાશતા.
ત્યાં સુધી બીરાજો રાજા અચળ અમલ પદે વિમળ
મેળવી વીજય ત્રણુ ભુવન પીકાસતા.

વાસંગનાઓ— ૩૯

સૈયાં સહુના જાઓ આઓગે ગાર
આઓગે ગાર સૈયાં આઓગે ગાર—
બાસ બસે જાય રાત સોતન સંગ,
છુને નહી દઉંગી અબમેં લગાર—
બાકુલ બેઠે જાઓ ભમરજી
ભોર ભયો દીયો મોહે દેદાર—

---

## અંક ૩ જો.

મોહીની— ૪૦

કોઇ દુઃખીઆરીની જાણે દાઝ હાયરે પ્રભુ રાખો લાજ—
આસાના સ્વપ્નામાં રમતીતી ભમરી ગાનમાં ભાન ભુલીની
બાપલડી અધવચમાં લુટાઈ ગઇ; છુટ્યાં સંગી સુખ સાજ—
દુઃખના ડુંગર પર અટકી રહી;
એકે દીશા દશ સુજ પડે નહી:
કોણ ગતી આ રમણી હરણીની; હે પ્રભુ ગરીબનીવાજ—

વીરૂ— ૪૧

વાહ રસીલી વાહ, વાહ છબીલી વાહ, કેવી શોભે રંભા
આ રૂપાળી;
વાહ મરોડ વાહ; જુગતી જોડવા; કેવી બાળા મસ્ત
છે મદમાતી,

ધીરે ધીરે જાગો મન માની મોજ માણશું,
રાત દીન રંગ રાગમાં રસીલી ગાળશું:
તું ઉસ્તાદ મારી પ્યારી જાન,
સાગરીત ભુલતો સઘળું ભાન;
હવે ઉઠો, પ્યારી ઉઠો: અરે ઉઠો, રસીલી ધીર ઉઠો.

નવાબજાદો— ૪૨

અહાહા માનુની શું મદમાતી છેલાનું કેવું ભાગ્ય.
મળી ગયો કેવો અલૌકીક લાગ—
જોબનવંતી ને ઉતકંઠીણી ખુદ પરી અવતાર અહાહા-અહાહા
મળી ગયો કેવો અલૌકીક લાગ અહાહા.

ગુ૦ ધ૦— ૪૩

વાહ વાહ મન મોહની નાર તમે છો ચતુર સુજાણ.
કરૂં કરૂં હું તારા રૂપ તણાં શા શા રે વખાણ
પ્યારી પ્યારી દીલદાર તું તો હૈયાનો હાર
અરે ના સતાઓ મને જાઓ જાઓ જાઓ:
કામને આધીન થઈ બહુ ભુલતા
પ્યારી પ્યારી દીલદાર તું છું હૈયાનો હાર; કહ્યું મારૂં
તું માન અરે માન માન—

ગુ૦ ધ૦— ૪૪

લવ લવ કરતો રહે ચુપ બબુચક ગદ્ધા
ગુલજાર રસીક દીલદાર ઉતારી ભુલ ભુલ પરથી શ્રદ્ધા

શું આજ કરો છો ધંધા, જી આપ હતા શું અંધા,
ફટ ફટકેલીના ફંદા, ચુપ કર ગદ્ધાના ગદ્ધા—
કરગરતો જાતે પોતે, દીલદાર રસીકવર સુંદર
વાહુ સીધી જોવા સુંદર, રે પુંછ વીનાના બંદર
રોકડ દીધી રોજીંદા,
જી રોકડા અમે બંદા,
લાજી મર કુલટા રંડા, ચુપ કર ગદ્ધાના ગદ્ધા

મોહિની— ૪૫

સ્વામી વીના સુની બાળા અહીં ઉભી, ઘણી અકળાઇ છે,
વાડ વીના વેલી, અતી કચરાઇ, ઘણી કરમાઇ છે,
રણી ધણી કોઇ આવે નહીં આ વારે બાળા ઘણી ઘેલી ઉભી
અકળાએ પ્રભુજીના ખોળે ગોથાં ઘણાં ખાયે
આશરો તમારો શામળીઆ શાણા હવે હદ થઈ છે. સ્વા—

૪૬

કરમ કરે તે કોઈ ન કરશે મુરખ મથી મરશે;
ભલે બાંધીને નાંખો સાગરમાં કર્મે તાર્યા તરશે,
ઘંટીના ગાળેથી પણ જીવ કરમે ઉગાર્યા ઉગરશે.
સુખ દુઃખ શાળાના કર્મ મેતાથી ઠોઠ નઠોર ન ઠરશે—
ભાતામાં ભુલે જીવ મુસાફર, સફળથાએ કેમ પછી સફર
ચપળ ગતીનાં વચમાં છે ચકર, વાટમાં વસમી ઝીલવી ટકર
વીરલા નર તરશે—

ચંદ્ર— ૪૭

સંસાર ઝેરનો પ્યાલો સમજીને, જગનાથને જીવડા તું ભ
ત્રિકાળ કાળને ફાંસે ફસાતાં, ડહાપણ તારૂં નહીં રહે
સંસારને રૂડે રસોડે દેવતા દુઃખનો ભર્યો;
પેઠો વિષય દુધલાલચે તો મન બીલાડો ઠાર મુઓ;
સાચે ન સુખનો રોટલો છે પાણીમાંનો છાયડો;
કુતરા ચુકે કરમમાં હાડકાનો હાયડો,
નીસાર જગતમાં સુજાણ સમજ નથી લગાર સાર
ધાવણની આશે અંગુઠો ધાવે બાળક ગમાર
કપટ ઝપટમાં ફોગટ ફસાતાં થશો ખુવાર
સુકૃત ગુફામાં જડે રતન જતનથી કરો તપાસ—

ચંદ્ર— ૪૮

સત્ય સાહ્યક, હે જગનાયક, કરજો જયજયકાર,
જગ સુખ દાયક, દંપતી લાયક, હોજો દ્વારો દ્વાર
વીણા ધારીણી મા,
ભગવતી, ગુણવતી, રસવતી સરસ્વતી;
ભવ ભય હારક, વિઘ્ન વિનાશક, ભરપુર દે ભંડાર—

